એક ગંભીર નોવેલ.

# ચન્દ્ર ની ચન્દ્રિકા.

લેખક અને પ્રકાશક.

અમીદાસ વિ. ગોરધનદાસ ચોરવાડકર.

શાન્તાક્રુઝ—(મુંબઇ)

આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૭. ઈ સ. ૧૯૨૧.

—:o:—

કીંમત ૭ આના.

આ નોવેલ "શ્રી બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ" બોરસદમાં પટેલ મનોરભાઈ ડુસાભાઈએ શાન્તાક્રુઝ (મુંબઇ) નીવાસી અમીદાસ વિ. ગોરધનદાસ ચોરવાડકર માટે છાપ્યું.

એક રસીક નોવેલ.

# ચન્દ્ર

## ની

# ચન્દ્રિકા.


લેખક અને પ્રકાશક.

અમીદાસ વિ. ગોરધનદાસ ચોરવાડકર.

શાન્તાક્રુઝ:—( મુંબઇ )



આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૭. ઈ સ. ૧૯૨૧.

—:o:—

કીંમત છ આના.

આ નોવેલ " શ્રી બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ " બોરસદમાં પટેલ મનોરભાઈ કુલાભાઈએ શાન્તાક્રુઝ ( મુંબઇ ) નીવાસી અમીદાસ વિ. ગોરધનદાસ ચોરવાડકર માટે છાપ્યું.

ॐ तत्सत् परमात्मने नमः

# ચન્દ્ર

# ની

# ચન્દ્રિકા.

———:0:———

## પ્રકરણ ૧ લું.



પિતાશ્રી ! દવાનો એક ભાગ બાકી છે તે લ્યો. કુસુમે દવાની શીશી લઇ તેમાંનો એક ભાગ એક કાચના પ્યાલામાં કાઢી પોતાના વૃદ્ધ અને બિમાર પિતા વલ્લભરામને આપતાં બોલી.

“બેટા ઘણી દવા પીધી ફાયદો જણાતો નથી. હવે દવા પીવાની ઇચ્છા પણ થતી નથી: તો વૃથા પૈસા શા માટે બગાડવા જોઇએ! જીંદગી હશે તો કાંઈ થવાનું નથી, તૂટી હશે તો ડાકતર જીવાડવાનો નથી.” વલ્લભરામ ખાટલામાંથી અર્ધો બેઠો થઇ ખોખરા અવાજે બોલ્યો, આટલું બોલતાં તો શ્વાસ ચઢયો અને પાછો સુઇ ગયો કુસુમે તેને ઓઢડી ઓઢાડી અને ઘણા આગ્રહ સાથે દવાનો એક ભાગ પાઇ દીધો ત્યારબાદ રસોડામાં રાંધ કરવા ગઇ શરૂઆતમાં એક પાટલા ઉપર બેસી ખુબ રોઈ અને વિચારવા લાગી અરેરે મ્હારૂં કોણ ! પિતા જતાં મ્હારૂં શું થશે ? આ મ્હોટા નગરમાં હું કયાં જઇશ ! નથી મા, નથી એક ભાઇ, પરમાત્મા મ્હારા પિતાને આરામ કરે.”

આટલો વિચાર કરે છે ત્યાં વલ્લભરામે ઉધરસ ખાધી કે કુસુમની વિચારમાળા તુટી. પિતા પાસે દોડી ગઇ અને થુંકદાની લઇ તેની આગળ ધરી તેણે કફ કાઢયો અને ફરી સુઈ ગયો. કુસુમ રાબ કરવા ગઈ એક ન્હાની સગડી ઉપર રાબ કરી વલ્લભરામને પાવા ગઇ આ વખતે તે જરા નિદ્રાધિન થયો હતો. તેને જગાડવાનો વિચાર માંડી વાળ્યો. ઘરમાં સાફસુફ કરવા લાગી. મેલાં કપડાં ઝટપટ ધોઇ નાંખ્યાં થુકદાની માંજી અરીસા જેવી સાફ કરી દીધી પોતે પણ ન્હાઈ સ્વચ્છ કપડાં પહેરી લીધાં. ત્યાં વલ્લભરામે ફરીથી ઉધરસ ખાધી કુસુમ તેની પાસે ગઇ ઉધરસ આવ્યાથી તે જાગ્યો હતો. કુસુમે તેને રાબ પાઈ રાબ પીધા પછી વલ્લભરામ જરા સ્વસ્થ થયો. કુસુમ બોલી.

" પિતાશ્રી ડૉક્ટર સાહેબને તેડી લાવું ? "

" ત્હારી ઈચ્છામાં આવે તેમ કર બાકી હું તો હવે થાક્યો છું."

વલ્લભરામ દમ લેતે બોલ્યો અને કુસુમ અશ્રુપુર્ણ નેત્રે ડૉક્ટરને બોલાવવા ગઈ.

---

## પ્રકરણ ૨ જું.

ડૉ. મુકુંદે એક વરસ પહેલાંજ ડૉકટરી લાઈનની પરિક્ષા પાસ કરી હતી. મળતાવડા સ્વભાવ મધુરી વાતચીતથી આખા રાજનગરમાં તે પ્રિય થઇ પડયો હતો. અત્યંત ગરીબોને મફત દવા આપતો અને તેની કસર શ્રીમંતોના ' બીલ ' માં કાઢતો.

જ્યારે કુસુમ ડૉ. મુકુંદને તેડવા આવી ત્યારે બધા દરદીઓને દવા આપી તે પોતાના મિત્ર રમણિક સાથે વાર્તાલાપ કરતો બેઠો હતો. કુસુમને આવતી જોઇ તે બોલ્યો.

" કેમ કુસુમબ્હેન ! તમારા પિતાશ્રીની તબીયતમાં કાંઇ સુધારો માલુમ પડયો છે ? "

"નહિ સાહેબ હજી તો જેવીને લેવી સ્થિતી છે." કુસુમે ટુંકો જવાબ આપ્યો.

"બ્હેન આસ્તે આસ્તે તબીયત સુધરશે. આજે દવામાં ફેરફાર કરૂં છું." કહી કેસ કાઢયો તેનાપર દવા લખી કપાંઉડર દત્તાને બોલાવ્યો ખમીસની બ્હાં ઉંચી ચઢાવી ચશ્માને કપાળ પર રાખી દત્તો આવ્યો. ડાકતરે કેસ આપ્યો અને "કુસુમબાઈ તમારા બાવાને સારૂં થશે હાં ગાભરૂ નકા" કહી ચાલતો થયો અને થોડી વારમાં દવા લઈ આવ્યો, દવા લઇ કુસુમ બોલી.

"ડાકતર સાહેબ જરા તબીયત જોઈ જાવ તો સારૂં."

"ઘણી ખુશીથી આવું છું." રમણિકતરફ જોઇ "મીસ્તર રમણિક આપણે દરદીની તપાસ કરી પછી તમારે ઘેર જઇએ તો કેમ ?"

"ઘણી ખુશીથી મને કોઇ જાતનો વાંધો નથી." રમણિકે ઉત્તર આપ્યો."

ત્રણે જણ બ્હાર આવ્યા. બ્હાર રમણિકની ગાડીવાળો ભાઉ્યો એક બીજી ગાડીવાળા સાથે લાંબી લાંબી વાતો કરતો હતો. તે રમણિક વિગેરેને આવતા જોઇ ઝડપથી દોડયો ગાડીનો દરવાજો ઉઘાડયો ત્રણે જણ ગાડીમાં બેઠાં અને કુશુંમનાં ઘર ભણી ગાડી હંકારી.

---

## પ્રકરણ ૩ જું.

વલ્લભરામ સાઠ વર્ષની ઉમરનો વૃદ્ધ છે, તેની બીજી સ્ત્રી ગુજરી જતાં પોતાની જન્મભૂમી છોડી ચાર વર્ષની પુત્રી કુસુમને લઈ રાજનગરમાં આવી વસ્યો અને યજમાનવૃત્તિનો ધંધો કરવા લાગ્યો. અહિં આવ્યાને તેને લગભગ દસ વર્ષ થયાં છે. એક ન્હાનું ઘર ભાડે લીધું છે અને તેની અંદર પિતા પુત્રી આનં-

કમાં પોતાનો સમય વીતાડે છે, એક માસથી વલ્લભરામને મુંઝનું દરદ ઉપડયું છે અને દરદ એટલું વધ્યું કે તેને ખાટલામાં નાંખી દીધો. યજમાનોના ઘેર પણ જઈ શકાતું નથી. કોઈ ખબર અંતર પણ પુછતું નથી આથી તેઓ બહુજ દુઃખ પામે છે.

કુસુમ ડૉકટરને તેડવા ગઈ, વલ્લભરામ વિચાર કરતો પડયો છે, કોણ જાણે શું એ વિચાર તેના મસ્તિકમાં આવ્યો જેથી તેના નેત્રોમાં અશ્રુ આવી ગયાં. લોહી વિનાના સુકા હસ્તથી અશ્રુ લુછી નાંખ્યાં. એક ઉંડો નિશ્વાસ નાંખ્યો. અંધારા ઓરડામાં તેનો નિશ્વાસ સાંભળનાર કોઇ ન્હોતું. ચોતરફ શાંતિ પથરાઇ ગઇ હતી. કુસુમે કરેલી રાબ વધી હતી તે એક બિલાડી પીતી હતી તેનો અવાજ ફકત આવતો હતો. અલ્પ સમયમાં ગાડી આવી પહોંચી. ડૉ. મુકુંદ, રમણિક અને કુસુમ અંદર દાખલ થયાં કુસુમ અંદરના ઓરડામાં ગઈ ખુરશી તો કયાંથી હોય એક જુની માંચી લઈ આવી તેનાપર એક રજાઈ પાથરી અને ડૉકટર આગળ મુકી. રમણિકને શું આસન આપવું તેની મુંઝવણમાં પડી ગઇ. રમણિક તેની મુંઝવણ જાણી ગયો. તે વલ્લભરામને ખાટલે બેસી ગયો. વલ્લભરામ બોલી ઉઠયો, "શેઠ તમે અત્રે બેસો નહિ, હું બિમાર છું ગંધાઉં છું." કુસુમ તરફ જોઇ બોલ્યો. "બ્હેન અંદરના ઓરડામાંથી પાટલો લઇ આવ ' કુસુમ અંદરથી એક પાટલો લઇ આવી તેનાપર પોતાની ધોયેલ ઓઢણી પાથરી રમણિકને બેસવા કહ્યું ઘણી આનાકાની સાથે રમણિક તેનાપર બેઠો.

ડૉ. મુકુંદે વલ્લભરામની નાડી તપાસી ફેફસાં વિગેરે તપાસ્યાં અને બોલ્યો, "આરામ થતાં જરા વાર લાગશે પણ ભય જેવું નથી આરામ અવશ્ય થઇ જશે." કુસુમ તરફ જોઈ બોલ્યો. "તમારા પિતાશ્રીનો વિમો ઉતરાવવા હું તૈયાર છું. કાંઇએ થવાનું નથી." આ આશાજનક શબ્દોથી કુસુમનું ચિન્તાથી કરમાયેલું મુખ પ્રફુલ્લ થઇ ગયું અને ડૉકટરનો ઉપકાર માનતી હોય

તેવી દ્રષ્ટિથી તેમની તરફ જોઇ રહી.

દવા તથા ખાવાપીવાની સલાહ આપી ડૉકટર મુકુંદ જવાને માટે ઉઠયો, કુસુમ એક કપડાની કોથળી લઇ તેમાંથી એક રૂપીયો કાઢી ડૉ. મુકુંદને આપવા લાગી. મુકુંદ સ્મિત કરતો બોલ્યો,

"બ્હેન રૂપીઆ આપવાવાળા ઘણાએ છે, માટે આ રૂપીઓ સાચવી રાખો."

"ડાકતર સાહેબ! આ સારૂં કહેવાય નહિ, અમારે તમોને દરરોજ બોલાવવાના રહ્યા તો વિઝીટના પૈસા ન લ્યો તો કેમ કામ લાગે?" વલ્લભરામે ઉપકાર ભરેલી દ્રષ્ટિએ મુકુંદને કહ્યું.

"વલ્લભરામ કાકા હું જાણું છું કે તમારે એક રૂપીઓ તે એક સો રૂપીઆ બરાબર છે. તો તમારો એક રૂપીયો લઇ હું તમારૂં એકસો રૂપીયાનું નુકશાન કરાવું તેના કરતાં કોઇ શ્રીમંત પાસેથી કે જેને સો રૂપીઆની કીંમત એક રૂપીઆ બરાબર છે તેમની પાસેથી એકસો રૂપીઆ લઉં તે વધારે ઉત્તમ કે નહિ? તમે ફીકર કરો નહિ હું હંમેશા અત્રે એકવાર આવી જઇશ. કુસુમ બ્હેન તમો દવાખાને આવવાની તસ્દી લેશો નહિ." મુકુંદ નરમાશથી બોલ્યો.

વલ્લભરામ આ વખતે કાંઇ બોલ્યો નહિં, ફકત આશિર્વાદ ભરેલી દ્રષ્ટિથી જોઇ રહ્યા. મુકુંદ તથા રમણિક ચાલ્યા ગયા. કુસુમ વલ્લભરામનું મસ્તક દબાવવા લાગી.

"હવે સિલિકમાં કેટલા પૈસા છે." થોડીવાર અવાક રહ્યા પછી કાંઇ વિચાર આવવાથી વલ્લભરામે પૂછ્યું.

"ચાર રૂપીઆ અને પોણાત્રણ આના" કુસુમે જવાબ આપ્યો.

"અરેરે હું કેવો મુર્ખ-જુવાનીમાં હરામના હાડકાં કરી અંગ મહેનત ન કરી તેનું આ પરિણામ. આખી ઉંમર ભિક્ષાવૃત્તિજ કરી, પંચો કરી રૂપીઆ ભેગા કર્યા હત તો આ વખતે કેવા કામ લાગત. અરેરે પેટ બાળીએ છીએ, બે ટંકને બદલે એક ટંક

જમી એક ટંકનું બચાવીએ છીએ, ધણી ખરી દવા વિના ચલાવીએ છીએ, ફાટેલ તૂટેલ કપડાં પહેરી જેમ તેમ આબરૂ સાચવીએ છીએ, તોપણ પૈસા ખુટવા. શ્રીમંતોને પૈસાની જરાએ કીંમત છે! હજારો રૂપીઆ ન્યાત પાર્ટિમાં ગણિકાના નાચ ગાનમાં હોમાઈ જાય છે તેનો મેળ નથી કે પત્તો. અને આ અંધારી ઝુંપડીમાં કંગાલ બ્રાહ્મણ એક પૈસા માટે મોઢું વિકાસીને જોઈ રહે છે. અરે પણ હું શ્રીમંતોને દોષ દઉંજ શા માટે? દોષ મ્હારો પોતાનોજ છે. અરેરે મારૂં શું થશે?" આટલું કહેતાં વલ્લભરામનું હૈયું ભરાઈ આવ્યું. અત્યંત દુ:ખથી નેત્રોમાંથી અશ્રુ તો ખુટી ગયાં હતાં. કુસુમ હૃદય મજબૂત કરી બોલી,

"પિતાશ્રી અફસોસ નકરો સૌ સારૂં થઇ રહેશે ઇશ્વરપર વિશ્વાસ રાખો."

"ઇશ્વરપર વિશ્વાસ રાખવામાં તો હું પાયમાલ થઈ ગયો, કહે તું જમવાની શી ગોઠવણ કરે છે? હું જાણું છું કે કાલે તું બે પૈસાના દાળીઆ ઉપર રહી હતી. આજ પણ શું તેમજ કરીશ? હું તેમ કરવા દેનાર નથી. તે રૂપીયામાંથી એક રૂપીઓ વટાવી ચોખા લોટ વીગેરે લઇ આવ અને રસોઇ કરી જમી લે. નહિ તો તું માંદી પડીશ તો ત્હારૂં કોણ કરશે?" વલ્લભરામ બોલ્યો.

કુસુમ કાંઈ ન બોલતાં રસોડામાં ચાલી ગઇ અશ્રુ લુછી નાંખ્યાં પૈસાની કોથળી લઇ તેમાંથી છુટા ત્રણ પૈસા કાઢયા. વિચાર કરવા લાગી કે, "આ ત્રણ પૈસામાં એક ટંકનું ભોજન મ્હારે માટે બનાવવાનું છે, કારણ રૂપીઆ તો જોઇશે, પિતાશ્રી માટે રાબ કરવા ઘી સાકર વિગેરે જોઇએ તે વખતે પૈસા કયાંથી કાઢવા? ત્રણ પૈસાનું શું આવશે?" આમ વિચાર કરી બાજુમાં એક મોદીની દુકાને ગઇ બે પૈસાના ચોખા તથા એક પૈસ.ની દાળ લીધી. ખીચડી બનાવી પડોશમાંથી એક બાઇને ત્યાંથી છાશ લઈ આવી ખીચડીને છાશ ખાઇ લીધાં. અને મોઢા

પર અપૂર્વ આનંદ રાખી વલ્લભરામ પાસે આવી. વલ્લભરામ જાગતો પડ્યો હતો. કુસુમે પૂછ્યું

"શું પિતાશ્રી જાગો છો ?"

તેનો જવાબ ન આપતાં વલ્લભરામે સ્હામો પ્રશ્ન પુછ્યો.

"તું જમી? શું જમી ?"

"પિતાશ્રી હું સારી પેઠે જમી છું. મ્હારી ચિંતા આપ ન કરો. ચિંતાથી આપના દુઃખમાં વધારો થશે." કુસુમ બોલી.

"કુસુમ! કુસુમ !" અશક્ત વલ્લભરામે પોતાના સાંઠીકડા જેવા હાથથી કુસુમનું મસ્તક પકડી પોતાની છાતી સરસું ચાંપ્યું. કુસુમના અશ્રુથી વલ્લભરામનું હૃદય ભીંજાઈ ગયું. બંને અવાક રહ્યાં. કોઈ એક શબ્દ પણ બોલી શક્યું નહિ, શાંતિએ પોતાનું રાજ્ય પાથરી દીધું.

---

## પ્રકરણ ૪ થું.



રાત્રિના દસ વાગ્યાનો શુમાર છે. વલ્લભરામ નિદ્રાધિન થઈ ગયો



છે, એક મંદ દિપકના પ્રકાશમાં કુસુમ એક પુસ્તક વાંચતી બેઠી છે કુસુમને વાંચનનો બહુજ શોખ હતો; જ્યારે વલ્લભરામનું શરીર તંદુરસ્ત હતું ત્યારે તે સ્કુલમાં ભણવા જતી, ગુજરાતી તથા ઈંગ્રેજીનું બહુજ સારૂં જ્ઞાન હતું, સંસ્કૃત પણ સાધારણ જાણતી હતી, તેની પડોશમાં એક ગૃહસ્થ રહેતો હતો. તેની પુત્રી રમા સાથે તેને સારો બનાવ હતો. બંને સાથેજ અભ્યાસ કરતાં અને સારાં પુસ્તકો વાંચતાં, ગરીબાઈને લીધે કુસુમ પુસ્તકો ખરીદી શકતી નહિ. આથી રમાએ તેને ઘણાંખરાં પુસ્તકો બક્ષિસ કરેલાં હતાં. આ પુસ્તકો તેણે એક ગોખલામાં સુંદર રીતે ગોઠવ્યાં હતાં અને તેનું જતન જીવની માફક કરતી. રાત્રિને સમયે આખા દિવસના શ્રમથી વલ્લભરામ ખાટલાપર લોટતો અને તેની

આગળ કુસુમ સુંદર પુસ્તકો વાંચતી, આથી વલ્લભરામ ઘણો ખુશી થતો અને કોઇ કોઇવાર તો તેના મોઢાપર શોકની છાયા છવાઇ રહેતી અને બોલી ઉઠતો, "કુસુમ તું અભાગિનિ છો, હું મહા પાપી છું." આથી કુસુમ બોલી ઉઠતી "પિતાશ્રી હું ભાગ્યશાળી છું. તમો પાપી શા માટે તમે શું પાપ કર્યાછે? તમો તો ધર્માત્મા છો." આનો જવાબ વલ્લભરામ કાંઇ આપતો ન્હોતો ફક્ત દયામણે મોઢે કુસુમ તરફ જોઇ રહેતો અને તે ન જાણે તેમ ઉંડા નિઃશ્વાસ નાંખતો.

આ વખતે કુસુમ "કુસુમમાળા" નામનું પુસ્તક વાંચતી હતી. ચંદ્દાની કવીતા તેને બહુ પ્રિય હતી, તે વાંચવા લાગી.

શાન્તિ શીતળ વરષીને સુખમાં સૅવાડું રાત્રિયે.
જે નદી, સરવર, આર્દ્ર તરૂવર દિવસ પ્રાંચાં ત્હેમને;
કુમુદિની કરમાઇ દિવસે થાકીને સૂઇ જતી;
ત્હેને જગાડું કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી.

આ ચાર લીટી ગાઇ પુસ્તક નીચું મૂકી દીધું. વાંચવામાં તેનું જરાએ ધ્યાન ન્હોતું. મન અસ્થિર થઇ ગયું હતું. વલ્લભરામના ખાટલા પાસે ગઇ તે ગાઢ નિદ્રામાં સૂનો હતો. પોતે સુવાનો વિચાર કર્યો પરંતુ નિદ્રા ન આવી, ઉપર અગાસીમાં ગઇ ચાંદની રાત હતી ચંદ્ર પુર બ્હારમાં પ્રકાશી રહ્યા હતો. તે અગાસીમાં આંટા મારવા લાગી. આજ તેનું મગજ ભ્રમિત થઇ ગયું હતું. ભવિષ્યના વિચારો તેના મગજમાં આવવા લાગ્યા. આવી પૂર્ણ શાંતિમય રાત્રિએ પણ તેનું મન અશાંત હતું. "શું થશે? ઘરખર્ચ કેમ નિભાવિશ?" આ વિચાર આવતાં તે શોકસાગરમાં ડુબી ગઇ. "અગાશીમાં શાંતિ મળશે," આ વિચારથી અહિં આવી પણ અહિં તો મગજ અશાંત થઇ ગયું, શિતળ ચાંદની સૂર્યના તેજસ્વી કિરણો જેવી લાગી. પાછી નીચે આવી, દિપકમાં તેલ ખલાસ થઇ ગયું હતું આથી તે બુઝાવાની

તૈયારીમાં હતો. ઘરમાં બાળવું તેલ પણ ન્હોતું. હૃદય ભરાઇ આવ્યું, પરંતુ મજબૂત છાતી કરી એક જુની પેટી ઉઘાડી તેમાંથી મીણબત્તી કાઢી સળગાવી.

ત્યાં એક યુવકે ઘરમાં પ્રવેશ કર્યો. કુસુમ સાવધ થઈ. "પધારો પધારો" કહી બેસવા માંચી આપી. "તમારા પિતાશ્રીની તબીયત કેમ છે?" યુવકે માંચી ઉપર બેસતાં કુસુમને પ્રશ્ન કર્યો.

"હજી તો જેમની તેમ છે, પરંતુ કોઇ દિવસ નહિ ને આજે જરા નિદ્રા આવી તેટલો ફાયદો છે." શરમથી નીચું જોઇ કુસુમે જવાબ આપ્યો.

"સારૂં થઈ જશે, ડૉ. મુકુંદ મ્હારો મિત્ર છે, તેમને મેં ભલામણ કરી છે"

"ઘણોજ ઉપકાર."

"તેમાં ઉપકાર માનવાનું કાંઈ કારણ નથી."

યુવક વલ્લભરામના મુખ તરફ જોવા લાગ્યો. ત્યારે કુસુમ તે યુવકના મુખ તરફ ટગર ટગર જોવા લાગી. યુવકે કુસુમ પ્રત્યે જોયું ત્યાં અત્યંત શરમાઈ કુસુમે પોતાનાં નેત્રો પૃથ્વી પ્રત્યે ઢાળી દીધાં.

અલ્પ સમય શાંતિ પથરાઇ ગઇ, ઉભય મૌન રહ્યાં. કુસુમનું મુખ લાલ થઇ ગયું. શું બોલવું તે કોઇને સૂઝયું નહિ આખરે યુવકે ખીસામાંથી પાકીટ કાઢી તેમાંથી રૂપીઆ પચાસની નોટ કાઢી અને કહ્યું.

"કુસુમ લ્યો આ રૂપીઆ."

કુસુમે રૂપીઆ લેવા હાથ લંબાવ્યો નહિ, કાંઇ બોલી નહિ તેમજ યુવકની સ્હામે પણ ન જોયું. પ્રથમની સ્થિતિમાં નીચી નજરે ઉભી રહી. યુવક બોલ્યો;

"મ્હારા સમ છે જો ન લ્યો તો, આ રૂપીયા હાલમાં તમને

કશો બાંધો નથી. હું કાંઇ ઉપકાર કરતો નથી. ફક્ત મ્હારી ફરજ બજાવું છું."

પરંતુ કુસુમે જવાબ દીધો નહિ મુંઝવણમાં પડી ગઇ, "શું કરવું? લેવા કે નહિ? આહા! આ ટાણે રૂપીયા કેવા કામ લાગશે? સર્વ વિપત્તિ ટળી જશે, પરંતુ એક અપરિચિત યુવક પાસેથી આ રૂપીયા કેમ લેવા? શું હિસાબે લેવા? કેટલો માયાળુ છે?" આમ વિચાર કરી મહા મહેનતે અર્ધિ નજરે તે યુવક તરફ જોવા લાગી, યુવક તેના શર્મથી થયેલાં રકતવર્ણો મુખ તરફ જોવા લાગ્યો. કુસુમ બોલી.

"આટલો આગ્રહ શા માટે કરો છો? અમારાપર કૃપાદ્રષ્ટિ રાખો છો એજ ઘણું છે, ડાકટર સાહેબને ભલામણ કરી છે તે મ્હારે મન લાખો રૂપીઆ બરાબર છે."

"પરંતુ તમારે આ રૂપીઆનો સ્વીકાર કરવોજ પડશે." રૂપીઆ આપ્યા સિવાય યુવક રહેનાર નથી એમ જાણી કુસુમે હાથ લંબાવ્યો, શ્વેતવર્ણી રૂપેરી નદી જેવા સુંદર હસ્તમાં યુવકે નોટનું પડીકું મુકી દીધું. એક બીજાના હસ્તનો સ્પર્શ થયો રોમાંચ ખડાં થયાં. ચાર નેત્રો મળ્યાં, લજ્જાથી કુસુમ નીચું જોઇ રહી યુવકે કહ્યું.

"હું રજા લઇશ."

"નામાભિધાન?" "રમણિક" "ઉપકાર" રમણિક કુસુમના મુખનું દર્શન કરી ચાલતો થયો.

જ્યાં સુધી રમણિક દેખાયો ત્યાં સુધી કુસુમ તેના પ્રત્યે જોઇ રહી. દેખાતો બંધ થયો એટલે નજર ફેરવી નોટ સાચવીને પેટીમાં મૂકી દીધી. જાણે એક જાતની નિરાંત થઇ ગઇ હોય તેમ "હાશ" કહી એક રજાઇપર સુઇ ગઇ. અલ્પ સમયમાં નિદ્રા દેવીએ તેને પોતાના ખોળામાં લઇ લીધી.

---

## પ્રકરણ ૫ મું.

રમણિક એલ. એલ. બી. ના બીજા વર્ષમાં અભ્યાસ કરતો હતો.

તેનો બાપ મુળશંકર એક જુના વિચારનો વૃદ્ધ પુરૂષ હતો. તેની ઇચ્છા એવી હતી કે રમણિક વકીલ થઇ વકીલાત કરી સારી કમાણી કરે. પરંતુ રમણિકના વિચારો તદ્દન જુદા હતા. તે વકીલાત કરવી ઇચ્છતો ન્હોતો, વકીલાત કરવામાં અસત્યનું આચરણ જુઠાનું સાચું અને ખટપટ કરવી પડે છે. તેનાથી તે વિરૂદ્ધ હતો.

તેને ડૉ. મુકુંદ સાથે મિત્રાચારી હતી, ડૉ. મુકુંદ સાથે જ્યારે તે વલ્લભરામને ઘેર આવ્યો ત્યારે તેની દરિદ્રતા જોઇ તેનું દયાળુ હૃદય એકદમ પીગળી ગયું. મુળશંકરે ઘણું દ્રવ્ય એકઠું કર્યું હતું. બેંકમાં લાખો રૂપીઆ પડયા રહેતા. તેનું વ્યાજ ચાલ્યું આવતું. પરંતુ એક પૈ પણ ધર્માદામાં વાપરતાં તેનો જીવ ચાલતો ન્હોતો. રમણિક એકાંતમાં વિચાર કરતો કે કોઇપણ પ્રકારે વલ્લભરામને મદદ કરવી. મુળશંકર દર માસે પચાસ રૂપીઆ ખાનગી ખર્ચ માટે આપતો. તે રૂપીઆ આપી દેવાનો વિચાર કર્યો. અને ગયા પ્રકરણમાં રૂપીયા આપ્યા તે આપણે વાંચી ગયા છીએ.

રમણિકની મા દેવકુંવર એમ ઇચ્છતી કે રમણિક લગ્ન કરે તો ઠીક. પરંતુ રમણિક પોતાના લગ્ન હાલમાં કરવા ઇચ્છતો નથી. તે કહેતો "હું એક સાથે વિદ્યાર્થી અને ગૃહસ્થાશ્રમી અવસ્થામાં કેવી રીતે રહી શકું? મ્હારી વિદ્યાર્થી અવસ્થા પુરી થાય અર્થાત્ હું મ્હારો અભ્યાસ પુરો કરૂં ત્યાર પછી લગ્ન કરવાની વાત કરવી."

રમણિકની મ્હોટી બેન સરિતા હાલમાં પિયેર આવીને રહી

છે. અને રમણિકનાં લગ્ન નકરવાના વિચારો ફેરવવા પ્રયત્નો કરી રહી છે.

લૉ કલાસમાં રજા પડી છે. ગરમીના દિવસો છે, પોતાના વાંચનગ્રહમાં રમણિક એક પુસ્તક વાંચતો આરામ ખુરસીમાં બેઠો છે, ત્યાં સરિતા આવી અને બોલી.

"કાં ભાઈ વાંચવા સિવાય કશો ધંધો નથી. બહુ વાંચશો તો આંખ ખોશો."

"બ્હેન પરીક્ષા પાસ કરવી તે સ્હેલી વાત નથી, આપણી શક્તિ ઉપરાંત કામ કરવું પડે છે અને તેમાં પણ પાસ થઈએ તો થઈએ." રમણિકે હાથમાંનું પુસ્તક ટેબલપર મુકતાં આંખ ચોળતે કહ્યું.

"એવી સખ્ત મ્હેનત કરો અને પરિક્ષા પસાર કરો એમ હું ઇચ્છતી નથી. આપણી બાજુમાં અ ટ્રવદન રહે છે તેણે સખ્ત મ્હેનત કરી વકીલની પરિક્ષા પસાર કરી પરંતુ તરતજ ક્ષયરોગ લાગુ પડી ગયો. માટે ઘેર ગયો તે અભ્યાસથી આપણે વકીલ થાવું નથી."

"બ્હેન અભ્યાસ કરવો તો પુરો કરવો, અધુરો અભ્યાસ કરવો તેનાં કરતાં બીલકુલ ન જાણવું તે વધારે સારૂં છે. તમારા વર મણીલાલે બી. એ. ના છેલ્લા વરસનો અભ્યાસ જો ન છોડી દીધો હત તો આજે તે બી. એ. થઇ જાત, અને કોઇ સારી નોકરી મળત. એક વરસના ભોગના અભાવે તેનાં સર્વ વર્ષો નિષ્ફળ ગયાં. વિદ્યા તો નિષ્ફળ જતી નથી, પરંતુ બી. એ. થઈ તેને જે ચાન્સ, મળત તે હવે અત્યારે પાંચ વર્ષ નોકરી કરે તો પણ ન મળે."

"વારૂ પણ ભાઇ હજી મને ભાભી વિનાની કેટલો વખત રાખવી છે?" પોતાના ધણીની વાત આવી ત્યાં વાત ઉડાવી દેવાના હેતુથી સરિતાએ વિષયને ફેરવી નાંખ્યો.

"બ્હેન હજી એક વરસની વાર છે." રમણિક સ્મિત કરીને બોલ્યો.

"તે નહિ ચાલે તમારી હઠથી માતાપિતાને કેવું દુઃખ થાય છે તેની તમને ખબર છે? પ્રભાશંકરની પુત્રી શાંતા શું ખોટી છે! ખાસી છ ચોપડી ઇંગ્રેજી ભણેલી છે."

"બ્હેન હું વિચાર કરી જોઇશ."

"તે વિચાર કરવામાં કેટલો વખત? વરસોના વરસ વીતી જશે તે લોકો છોકરીને કેટલો વખત કુંવારી રાખે, તેઓનો બહુજ આગ્રહ છે. આજ શાંતાને પંદર વર્ષ થયાં છે, આ સાલ લગ્ન થવાંજ જોઇએ."

આટલી વાતચીત થાય છે ત્યાં દેવકુંવરે સરિતાને બોલાવી. સરિતા ચાલી ગઈ, રમણીક વાંચવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

પચાસ રૂપીઆ મળવાથી તંગીમાંથી કુસુમ મુક્ત થઇ, પરંતુ વલ્લભરામની તબીયતમાં જરાએ સુધારો થયો નહિ. કિન્તુ સ્થિતિ દિવસાનુદિવસ ગંભીર થતી ગઇ. હવે કુસુમ બહુ ચિંતા કરવા લાગી. ડૉ. મુકુંદ દિવસમાં બે ત્રણ વાર આવે છે. તે ધિરજ આપે છે, પરંતુ આ ધિરજ ખોટી છે એમ કુસુમ જાણી ગઈ. વલ્લભરામે પણ પોતાના જીવનની સર્વ આશા તજી દીધી.

રમણિક હવે અત્રે વારંવાર આવવા લાગ્યો. આ ટાણે ગરીબ પિતા પુત્રીનો આધાર એક રમણિકજ હતો. કુસુમના અગાધ દુઃખનો ભાગીદાર વલ્લભરામને કુસુમની ચિંતામાંથી મુક્ત કરાવનાર ફક્ત રમણિક હતો. જ્યારે રાત્રિને સમયે વલ્લભરામ સુતો હોય ત્યારે રમણિક આવતો, કુસુમની સાથે ખુબ વાતો કરતો અને તે સમયે કુસુમ પોતાનું દુઃખ ભૂલી જતી, અને વિચારતી કે "જગતમાં ઇશ્વરનું અસ્તિત્વ છે ખરૂં. અમારા દુઃખમાં દિલાસો આપવા આ ફિરસ્તો ઇશ્વર સિવાય કોણ મોકલે?"

"રમણિક એક ભિક્ષુક બ્રાહ્મણના ઘરમાં હમેશ જાય છે, તેને પૈસા આપે છે," વિગેરે બાબતો મુળશંકરના જાણવામાં આવી તેનું મન નારાજ થઈ ગયું, રમણિકને ઘણી વાતો સમજાવવા લાગ્યો. "બેટા એક ભીખારડાના ઘેર વારંવાર જવું તે આપણું કામ નહિ. તેને રૂપીયા આપવાનું શું પ્રયોજન? એવા હરામના રૂપીયા કયાં આવ્યા છે? આમ ઉકરડે રૂપીઆ ફેંકી દઇશ તો ત્હારો ઘરસંસાર કેમ ચાલશે? એવા તો ઘણા ભામટાઓ પડયા છે. જે ત્હારા જેવા ભોળા છોકરાઓને ભોળવે છે અને લુંટે છે. માટે બેટા સમજ તો ઠીક, સમજીશ તો તને લાભ છે. હમે તો બે પાંચ વર્ષ છીએ ત્યાં સુધી કહીશું પછી તો બધું ત્હારેજ સંભાળવાનું છે ને!"

મુળશંકરના વિચારો ફેરવવા રમણિક પાસે એકે દલીલ ન્હોતી. મુળશંકર જે કહેતો તે મુંગે મોઢે સહન કરી લેતો.

રાત્રિનો સમય છે, ઘણા દિવસના ઉજાગરાથી આજે કુસુમને જરા નિદ્રા આવી ગઈ છે, હાથમાંનું પુસ્તક છાતીપર રહી ગયું છે, ત્યાં રમણિક આવી પહોંચ્યો, કુસુમ સ્હામે જોઇ રહ્યો. તેનો વિદ્યા પ્રત્યેનો અપૂર્વ પ્રેમ જોઇ આનંદ પામ્યો, ઘડીભર વિચાર થયો. "મને આવી પત્નિ મળે તો કેવો ભાગ્યશાળી થાઉં!" આ વિચાર આવતાંજ તેને આનંદ થયો, અને સાથે તરતજ ઉંડો નિસાસો નાખ્યો. જરા અવાજ થયો અને ચકોરી કુસુમ જાગી ઉઠી, સ્હામે રમણિકને જોયો સ્વસ્થ થઈ ઉંઘમાં ઓઢણી અવ્યવસ્થિત થઈ ગઈ હતી તે બરાબર કરી અને ઉભી થઇ શરમથી નીચું જોઇ બોલી ઉઠી. "પધારો, આજે જરા નિદ્રા આવી ગઇ."

"ફિકર નહિ, ઘણા ઉજાગરા કરવાથી તમારી આંખો લાલચોળ થઇ ગઈ છે, તમારી પ્રકૃતિ પણ અસ્વસ્થ થઇ ગઈ લાગે છે માટે તમારે નિદ્રાની જરૂર છે માટે નિદ્રા લ્યો. હું અત્રે બેઠો છું."

"હમારે માટે તમો આટલું દુઃખ સહન કરો એમ હું ઈચ્છતી નથી, તમારી અપાર કૃપાદ્રષ્ટિ જોઈ મ્હારૂં હૃદય ઉપકારના ભાર નીચે દબાઈ ગયું છે."

"કુસુમ તેમાં હું વધારે કાંઈ નથી કરતો, મનુષ્ય મનુષ્ય પ્રત્યેની ફરજ ન બજાવે તો તે તદ્દન કૃતઘ્નિ કહેવાય, તો તમો વિચાર કરો કે હું ઉપકાર કરૂં છું કે કર્તવ્યનું પાલન કરૂં છું?"

"તમારા જેવા વિચારના બધા થાય તો ગરીબોના દુઃખનો નાશ થઈ જાય. તમારા દર્શન માત્રથી મ્હારૂં બધું દુઃખ વિસરી જાઉં છું."

"અને કોણ જાણે શાથી કે જ્યારે હું તમને જોઉં છું ત્યારે કાંઈ દિવ્ય સુખનો અનુભવ કરૂં છું. તમારા પ્રત્યે મ્હારૂં હૃદય એકદમ ખેંચાય છે, જેનું કારણ હું સમજી શકતો નથી. મ્હારા મહાલય કરતાં તમારી ઝુંપડીમાં મને વધારે આનંદ મળે છે. મ્હારા કાર્યની અંદર તમારા સ્મરણ માત્રથી મને જુસ્સો મળે છે. માફ કરજો કુસુમ અઘટિત બોલાયું હોય તો, આજે મને બોલવાનું ભાન રહ્યું નથી"

કુસુમ નિરૂત્તર રહી, જમીન ભણી જોઈ અંગુઠાથી પૃથ્વી ખોતરવા લાગી, શરમથી તેનું મુખ લાલ થઈ ગયું બોલવાની ઇચ્છા છતાં કાંઈ બોલી શકી નહિ, આંખમાંથી મોતી જેવાં અશ્રુ બીંદુ ટપક્યાં. રમણિક તેને રોતી જોઈ બોલ્યો.

"કુસુમ તમે રૂવો છો શા માટે? શું હું આમ બોલ્યો તેથી તમને માઠું લાગ્યું છે? મને ક્ષમા કરજો ફરીથી આમ બોલી તમને દુઃખ નહિ આપું."

"તમારા બોલવાથી મને જરાએ દુઃખ થયું નથી. તમારા મધુરા શબ્દોથી તો મ્હારૂં દુઃખ ઓછું થઈ જાય છે."

"ત્યારે રૂવો છો કેમ?"

"મને મ્હારા પિતાશ્રી વિષે બહુ ચિંતા થાય છે, તે નહિ જીવે."

"તમે કેમ જાણ્યું ?"

"રોગ દિવસે દિવસે વધતો જાય છે, શુદ્ધિ ઓછી થતી જાય છે."

"કુસુમ આ સમયે હિંમત રાખવાની જરૂર છે, આમ પોચું હૃદય રાખશો તો કેમ કામ લાગશે? આપણાથી બને તેટલી ચાકરી કરવી, મરણ જન્મ કુદરતને હાથ છે. આપણે કોઇને મરતાં અટકાવી શકનાર નથી. હું જઇને હમણા ડૉ. મુકુંદને તેડી લાવું છું."

રમણિક ડૉ. મુકુંદને તેડવા ગયો. કુસુમ વલ્લભરામને ખાટલે બેસી રોવા લાગી તેને રોતી અટકાવનાર કોઇ ન્હોતું.

## પ્રકરણ ૭ મું.

આખરે વલ્લભરામે દેહ ત્યાગ કર્યો, દુઃખ શું ચીજ છે. તેનો કુસુમે પ્હેલીવાર અનુભવ કર્યો. તે બ્હાવરી બની ગઇ. કોઇ જાતનું ભાન રહ્યું નહિ એકલી શું કરે? તેને વિલાપ કરતી કોણ અટકાવે? ધિરજના શબ્દો કહી શાંત્વન કોણ આપે? વાંસે હાથ થાબડી બ્હેન આપણે પણ મરી જવું છે તેમાં અફસોસ શું કરે છે? એમ કહેનાર તેની પાસે એક પણ સ્ત્રી ન્હોતી, પોતાને ઘેર લઇ જઇ આશ્રય આપે એવું એક પણ સ્વજન ન્હોતું.

રમણિકે એક વિધવા બ્રાહ્મણ સ્ત્રીને માસીક સાત રૂપીઆના પગારથી કુસુમ પાસે રાખી આ બાઇ આખો દિવસ કુસુમ પાસે રહેતી.

સાંજના ચાર વાગ્યાનો સમય છે. ઉપરના ખંડની અંદર કુસુમ વિલાપ કરી રહી છે, પેલી વિધવા જરા કામ પ્રસંગે બ્હાર ગઇ હતી. કુસુમને ઘરની અંદર વલ્લભરામના શબ્દોના ભણકારા વાગતા હતા. આ વખતે પોતે શું કરવું તે સુજતું

નથી. રડવા સિવાયની બીજી ક્રીયા કરવાનું ભાન પણ ન્હોતું. ત્યાં રમણિક આવી પુગ્યો અને બોલ્યો.

"કુસુમ ! આમ કેટલો વખત કલ્પાંત કરશો !" કુસુમ છાની રહી નહિ ઓઢણીનો છેડો મોઢા આડો રાખી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી રમણિકના શબ્દોની અસર થઇ નહિ.

"હવે છાની કેમ રાખવી ?" તેની ચિંતામાં રમણિક પડયો તેની પાસે ગયો તેના બંને હસ્ત પકડયા અને પોતાના હૃદય પાસે લઇ જવાની ઇચ્છા કરી, કુસુમે આનાકાની ન કરી આડુ જોઈ રહી આમ કેટલોક સમય ચાલ્યો ગયો. રમણિકને કાંઇ વિચાર આવ્યો હૃદય આગળ તેના સુંદર હસ્તો લઇ જવાનો વિચાર હવામાં ઉડી ગયો. હસ્ત મુકી દીધા. મુંઝાણો કે "આ હું અમર્યાદિત વર્તન કેમ આચરી રહ્યો છું" થોડે છેટે એક કંતાન પાથરેલું હતું તેનાપર બેસી ગયો. કપાળે પસીનો વળી ગયો હતો. છાતીનો ધબકારો જોસથી થવા લાગ્યો, મન આકુળ વ્યાકુળ થઇ ગયું. કુસુમ રોતી બંધ થઇ, રમણિક આતુરતાથી પુછવા લાગ્યો.

"મ્હારા આજના વર્તનથી તમારૂં મન દુભાણું તો નથીને ?"

"જી નહિ"

"કુસુમ હવે આ સ્થિતીમાં તમે શું કરવા માગો છો? તમારા જીવનની દોરી કઇ તરફ ફેરવવા ઇચ્છો છો ?"

"તેનો નિશ્ચય હજી મેં કર્યો નથી."

"કુસુમ એક વાત પુછું ?"

"આપને પુછવાનો પ્રતિબંધ હોઇ શકે ખરો ? ગમે તે પુછો જવાબ દેવા તૈયાર છું."

"તમારી સગાઇ થઇ છે ?"

"જી નહિ."

"કુસુમ મ્હારા અપ્રતિમ સાહસ માટે મને ક્ષમા કરજો. તમે મને ગમે તેવો ઠિઠ્ઠાંડળો ધારો પરંતુ આજ

મ્હારાથી આવા શબ્દો બોલાઈ જાય છે. કુસુમ તમે મ્હારી સાથે લગ્ન કરી શકો ખરાં? જો તમારી હા હોય તો હું એક આદર્શ ગૃહિણિ મેળવવા ભાગ્યશાળી થાઉં. કુસુમ મ્હારે તમારા જેવી વિદુષિ સ્ત્રી મેળવવાની ઇચ્છા છે તમને મેળવી મારે આ સંસારમાં જે કરવાનું છે તે ડબલ જુસ્સાથી કરીશ. બોલો શું જવાબ આપો છો? હા કહી હૈયું ઠારો છો કે ના કહી મ્હારા હૃદયમાં જ્વાળા સળગાવો છો?"

કુસુમ નિરૂત્તર રહી ઘણા દિવસના કલ્પાંતથી તેનું મુખ કરમાઈ ગયું હતું. મોઢાપરની લાલી ઉડી ગઈ, તેજસ્વી હરિણીનાં નેત્રો જેવાં નેત્રો ઉંડાં ઉતરી ગયાં હતાં, સુંદર શરીરપરથી લોહી ઉડી ગયું હતું. રમણિકના આ શબ્દો સાંભળતાં તેનું અત્યંત ચિંતાતુર અને કરમાયેલું મુખ ખીલ્યું, જરા સ્મિત કર્યું, કુસુમનું આ સ્મિત એ કાંઈ સાધારણ સ્મિત ન્હોતું. રમણિકના જીવનમાં મહા ફેરફાર કરનાર તેના ભાવી વિચારોને પુષ્ટી આપનાર તેના જીવનને સુરસ બનાવનાર આ સ્મિત હતું. તે આવેશપૂર્વક બોલી ઉઠયો.

"મને જવાબ મળી ચૂકયો તમે બોલતાં નથી પરંતુ તમારા અંતઃકરણે જવાબ આપ્યો છે. બસ આજે મ્હારા જેવું સુખી કોઇ નથી. કુસુમ મ્હારા ઘણા વખતની અંતરની અભિલાષા આજે પરિપૂર્ણ થઈ, તમારા જેવું રમણિરત્ન મેળવી હું ભાગ્યશાળી થયો. પરંતુ તમે તમારા સુમધુર સ્વરે ઉત્તર આપી મ્હારા આનંદમાં વધારો કરો એમ હું ઇચ્છું છું."

કુસુમ થોડીવાર બોલી શકી નહિ. અંદરથી બોલવાની ઇચ્છા છતાં મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. પરંતુ આખરે બધી હિંમત એકઠી કરી મહા મહેનતે બોલી.

"હું પણ કાંઈ ઓછી ભાગ્યશાળી નથી."

અત્યંત આનંદપુર્વક રમણિક ત્યાંથી ચાલતો થયો. કુસુમનું હૃદય પણ આનંદથી ઉછળવા લાગ્યું તેના અપ્રતિમ શોકના દુઃખ

માથે રમણિકે અજબ શબ્દોરૂપી દવાનો ભાગ પાઇ દીધો. દવાના નિસાથી મુખ લાલ થઇ ગયું, તેજસ્વી નેત્રો નાચ કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૮ મું.

એલ. એલ. બી. ની પરિક્ષામાં રમણિક પાસ થઇ ગયો. તેના આનંદમાં વધારો થયો, આજે ઘરના બધા માણસ સાથે તે આનંદથી વાતોના તડાકા મારે છે. પ્હેલાં કોઇ સાથે ઝાઝી વાત ન્હોતો કરતો. ઘણા મિત્રો તેને મુબારકબાદી આપવા આવે છે, તેમનો તે સત્કાર કરે છે, અને સાંજને માટે "પાર્ટીનું આમંત્રણ આપે છે. પાર્ટીની વ્યવસ્થા સરિતાએ એક સરતે માથે લીધી, તે એ કે રમણિકે પોતાની પહેલાંની સરત પ્રમાણે લગ્ન કરવાં. આ વખતે રમણિકે સરિતાની સરત માન્ય રાખી.

મુળશંકર લોભીવૃત્તિનો માણસ હતો. પાર્ટીનો ખર્ચ નકામો ગણતો, પરંતુ આ સમયે કાંઇ બોલવું વ્યાજબી ધાર્યું નહિ. "મ્હારો પુત્ર વકીલ થયો હવે ઘણું કમાશે" આ વિચાર આવતાં દેવકુંવરના આનંદનો પણ પાર ન્હોતો. અને સરિતાના કામમાં મદદ કરવા લાગી. પોતાને જાણે કામ વધારે પડતું હોય તેવું બ્હાનું કાઢી તે શાંતાને તેડી લાવી શાંતા શણગારીને આવી હતી. સરિતા જેમ બને તેમ રમણિકની નજરમાં શાંતા આવે તેવો પ્રયત્ન કરતી હતી. સંતરા અને મુસંબી શાંતા અને સરિતા સુધારતાં હતાં, સરિતાએ બુમ પાડી રમણિકને બોલાવ્યો અને કહ્યું.

"ભાઈ, આ ફ્રુટ કેવું સારૂં છે? મેં કહ્યું ન્હોતું કે સાંતારામ પાસેથીજ લેજો, તેની પાસેથી લીધાં તોજ આવાં સરાં નીકળ્યાં."

"રમણિક 'બરાબર છે.' કહી ચાલ્યો ગયો. શણગારેલી

શાંતા તરફ દ્રષ્ટિપાત પણ ન કર્યો આથી સરિતાને પોતાની ધારણામાં નિષ્ફળતા મળી, પરંતુ વિચાર કર્યો બીચારો શરમાતો હશે."

"શાંતા જેવી રૂપ ગુણ સંપન્ન કન્યા મળશે એથી રમણિક આજે આટલો આનંદમાં આવી ગયો છે." એમ સરિતા માનતી હતી. પરંતુ તેના ખરા આનંદનું કારણ શું છે તે કોઇ જાણતું નહોતું.

બરાબર વખતે રમણિકના મિત્રો એક પછી એક આવવા લાગ્યા. આવકાર આપવા રમણિક દરવાજા આગળ ઉભો. બધા આવી ગયા, પાર્ટીની અંદર ચહા તો જોઇએજ જોઇએ. તેના સિવાય ચાલે નહિ, પરંતુ રમણિકે ચહાનો બહિષ્કાર કર્યો. તેણે ચહાની જગ્યાએ દુધને સ્થાન આપ્યું. ઘણા મિત્રો રમણિકના આ વિચારની વિરૂદ્ધ ગયા હતા, અને કહેતા કે "ચહાની અંદર વિજળીક શકિત છે તે પીવાથી શરીરની અંદર અજબ પ્રકારનું ચેતન આવે છે. ચહા વગરની પાર્ટી તે પાર્ટી કહી શકાય નહિ. રમણિક તેઓનું મધુરા શબ્દોથી શાંત્વન કરતો કહેવા લાગ્યો. ચહા કરતાં દુધ શું ખોટું છે? પૌષ્ટિક ખોરાક દુધ છે. જ્યારે ચહા ખોરાકને ઘટાડી નાંખનારી ચીજ છે. જેટલા દુધમાં ગુણ છે તેથી વધારે ચહામાં અવગુણ છે. પરંતુ મિત્રમંડળ ચહા વગર રાજી થયું નહિ. તેઓ તો કેસરીયા લીપટનના ડબાની ચહાના પ્યાલાની આશાએ આવ્યા હતા, પરંતુ કેસરીયા દુધના પ્યાલા મળ્યા, જે પીવામાં પોતાનું કમભાગ્ય માનવા લાગ્યા. ચહાના પૂજારી દુધથી રીઝે ખરા? કદી નહિ.

રમણિક પોતે ફીડલપર બહુ સારી રીતે ગાઇ શકતો હતો. પોતે ફીડલ વગાડવા બેઠો. બધા મિત્રોએ તેને ગાવા આગ્રહ કર્યો. પોતે ભાવ ખાતો બોલ્યો "મને ગાતાં આવડતું નથી હું વગાડું અને કોઇ બીજો ગાય આમ કહી તેણે એક મિત્રને આગ્રહ કર્યો. તે મિત્રે કહ્યું ભઇ મને તો બીલ્કુલ ગાતાં આવડતું

આવી; અને રાગ પણ જાડો અપેડા જેવો છે." છતાં પણ રમણિકે ગાવાનો આગ્રહ કર્યો, આથી તેણે પોતાના સુંદર જાડા સ્વરથી ગાવું શરૂ કર્યું.

"એ........કુકરે કુક કુકડા–કાકા કરે કાગડા" બધા હસી પડયા અને બોલી ઉઠયા "આ શું કરો છો? તેણે જવાબ આપ્યો, કાં ગાઉં છું. કયારના કહો છો કે ગા, ગા, પછી શું કરૂં ગાયા વિના છુટકો છે. કેવું સરસ સંગીત, એક મિત્રે કહ્યું "હવે તમારૂં મધુરૂં સંગીત બંધ રાખો." આખરે રમણિકે ગાવું શરૂ કર્યું.

"મધુરી મૈયા! મા!

ઉછળે હરદમ ગાન ગભીરાં દિલ દરીયાવે ત્હારાં મા!
મધુરી—

ભૂત ગૂહા મહિંથી તવ પડઘા,
ગૂંજીએ એક હૃદયસહ મા! મધુરી.

ગાન વહેતું સ્વર્ગીય અહિંઆં,
એ તૂજ કલરવ ક્યાં છે મા! મધુરી.

ઝરણુ સમા જીવન વહેતાં સા,
વહન મીઠું એ કયાં છે મા! મધુરી.

કૃષ્ણ કનૈયાની મીઠી બંસી,
કોણ સુણે અહિયાં એમ મા! મધુરી.

ભગવતિ ભારતિ તરણી જીવનની સુર જીવન,
ઉતરે નવ કાં? મધુરી.

પલભર રમતી પલભર કુદતી,
રમ્ય ઉષા ભાગી દોડે કાં? મધુરી.

દીન હાકલ ભાખી ધસીએ જનનિ ધપીએ જીવન,
પ્રભુ પંથમાં—મધુરી.

"ભાવીશ"

ગાયનનો રંગ જામ્યો, સંગિત અજબ ચીજ છે. બધાનાં મન હરી લેવાનો મહામંત્ર છે. મુળશંકર પણ પોતાની ગંભીરતા છોડી તાલ દઈ વાહ વાહ કરવા લાગ્યો. આમ સર્વત્ર આનંદ પથરાઇ રહ્યો, આખરે બધાને ગુલાબજળ છાંટવામાં આવ્યું અને હાર તોરા પહેરાવ્યા. મંડળ વિસર્જન થયું.

મ્હા ન મળવાથી નાખુશ થયેલા પરોણાઓ રમણિકના ગાયનથી આનંદ પામ્યા.

---

## પ્રકરણ ૯ મું.

કુસુમ એક પુસ્તક વાંચી રહી છે, તેમાં એક ઠેકાણે વાંચવામાં આવ્યું કે,—

" દરેક કુંવારીકાએ (તેના સમાજમાં જેટલા પ્રમાણમાં છુટ અપાતી હોય તે પ્રમાણમાં) પતિ પસંદ કરતાં જોવું જોઇએ કે, જે માણસને તેણી પરણવા ઇરાદો રાખે છે, તે નીતિવાન અને ન્યાયદૃષ્ટિ છે અને તેનામાં જીંદગી ચલાવવાની શકિત અને સદ્‌ગુણો છે અને તે ખુબસુરત તેમજ તંદુરસ્ત છે, તે સારા સ્વભાવનો અને હસમુખો હોવા સાથે હંમેશ બનતી નજીવી બાબતોને મોટું રૂપ આપનાર અને ઝટ ગુસ્સે થઇ જતો હોવો ન જોઇએ."

આટલું વાંચી તે વિચારવા લાગી, " હું રમણિકને પસંદ કરવામાં ઉપલા નિયમોનું બરાબર પાલન કરી ચુકી છું." ત્યારપછી બીજું પુસ્તક લઇ વાંચવા લાગી તેમાં એક ઠેકાણે વાંચવામાં આવ્યું કે:—

" જે કન્યા અને વરના આચારમાં, શરીરમાં, જ્ઞાનમાં, સ્વભાવમાં, કુળમાં અને ધૈર્ય આદિ સદ્‌ગુણોમાં વિષમતા હોય એટલે વર સુશીલ હોય અને કન્યા દુઃસીલ હોય યા કન્યા ભણેલી હોય અને વર અભણ હોય ઇત્યાદિ એવી વિષમ સ્થિતીમાં જો

અગપણું જોડવામાં આવે યા પતિ પત્નિ તરીકેનો સબંધ બાંધવામાં આવે તો તે કજોડું કહેવાય છે. આ કજોડાના સબંધથી કન્યા અને વરના સબંધીઓને અનેક પ્રકારે કલેશ ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિ પણ તેથી તે કન્યા અને વર બન્નેનાં જીવન અતિ કડુ દુઃખપ્રદ થઇ નિષ્ફળ નીવડે છે. કિંબહુના તેથી જીંદગી બરબાદ જાય છે."

પોતા અને રમણિક વચ્ચે ઉપલો તફાવત નથી જાણી ખુશી થઇ. અને વળી ત્રીજું પુસ્તક વાંચવા લાગી. તેમાં એક ઠેકાણે વાંચવામાં આવ્યું.

"મ્હારા પતિનો શીઘ્ર સ્વભાવ સારો જોઇએ, કારણકે મને એવો કોઇ અધિકાર નથી કે જેથી હું કોઇ નાલાયક પુરૂષને મારા બચ્ચાંનો બાપ બનવા દઉં. શ્રદ્ધા, સતત્ ઉદ્યોગ, પ્રમાણિકપણું, નિઃસ્વાર્થ, એ સદ્ગુણોનો શીલમાંજ સમાવેશ થાય છે, પ્રાણી માત્રપર પ્રેમ, ઘણે ભાગે સ્ત્રી તથા બચ્ચાં તરફ દયાર્દ્ર દ્રષ્ટિથી જોનાર ઉચ્ચ મનોવૃત્તિવાળા વીરનેજ હું શીળવાન સમજું છું.

વૈવાહિક, બૈદ્ધિક અને નૈતિક દ્રષ્ટિથી તે મારો સહચર હોવો જોઇએ, તેને મારાથી આટલું સુખ મળે છે એમ ખબર પડવી જોઇએ કે જેથી તેની ઇચ્છા અન્ય સ્ત્રી તરફ ત્રાંસી નજરથી પણ જોવાની ન થાય મ્હારી શકિત પ્રમાણે મ્હારા પતિની ગમે તે ઇચ્છા હું પુર્ણ કરીશ એવી મ્હારી આશા છે."

ઉપલું વાંચન પોતાને બંદબેસ્તુ થઇ પડયું, ઉપલું વાંચી પોતે વિચારવા લાગી કે "હું પતિની પસંદગી કરવામાં ઠગાતી નથી." પોતાને મનગમતો પતિ મળશે એ કલ્પનાની નવિન સૃષ્ટિમાં વિહરવા લાગી. વલ્લભરામના મૃત્યુને ઘણા દિવસો થઇ ગયા છે. રમણિક જેવો પતિ મળનાર છે આથી કંઇક અંશે તે પોતાનું દુઃખ ભૂલી જવા લાગી, અને પહેલાના જેવા આનંદી મને રહેવા લાગી.

પોતાના પિતાની પેટીમાં શું પુસ્તકો છે તે જોવાની ઇચ્છાથી તે પેટી ઉઘાડી, વલ્લભરામનાં ટીપણાં જુના ફાટેલ કપડાંમાં બાંધ્યાં હતાં તે કાઢયાં, પોતાના પિતાની પ્રિય વસ્તુ જોઇ હૈયું ભરાઇ આવ્યું, ટીપણાંને એક બાજુ મૂકી દીધાં. એક કવર કાઢયું કવર ઉપર લખ્યું હતું કે "મ્હારી પુત્રી કુસુમે વાંચવાનું"— આ વાંચી તે ચમકી ગઈ. આતુરતાથી કવર ઉઘાડયું, અને વાંચવા લાગી:—

"પ્રિય પુત્રી કુસુમ !

મને લાગ્યું કે હવે હું થોડા દિવસનો મ્હેમાન છું. ત્યારે આ પત્ર ત્હારી જાણ માટે લખું છું. લખવાની ઇચ્છા નથી થતી, હાથમાંથી કલમ પડી જાય છે, છાતી ફાટી જાય છે, છતાં પણ ન છુટકે લખું છું તે વાંચજે અને દુઃખી થજે. તું આ સંસારમાં સુખી થઇ નથી, અને થવાની પણ નથી. તને મ્હારાપર ક્રોધ થશે હું ક્ષમાને લાયક નથી, છતાં પણ ક્ષમા કરજે.

તું જ્યારે બે વરસની હતી ત્યારે ત્હારી માતા મરી ગઇ હતી. આ વખતે મ્હારી ઉંમર મ્હોટી હતી. ફરીથી લગ્ન કરવું તે મ્હારા માટે વ્યાજબી ન્હોતું છતાં પણ મ્હારી દુષ્ટ બુદ્ધિ થઇ આ અવસ્થામાં પણ લગ્ન કરવાનો વિચાર કર્યો. એક ન્હાના ગામડામાં ગયો એક કંગાલ બ્રાહ્મણને અગીઆર વરસની પુત્રી હતી. તેનું માગું મેં નાખ્યું. તે બ્રાહ્મણે હા પાડી પરંતુ એક સરતે. અને તે એ કે, પોતાના ચાર વરસની ઉંમરના છોકરા સાથે ત્હારૂં લગ્ન કરી દેવું. મેં પાપીએ તે સરત કબુલ રાખી લગ્ન થઈ ગયાં. હું અગીઆર વરસની કન્યા સાથે પરણ્યો અને ત્હારાં ચાર વરસના છોકરા સાથે લગ્ન કર્યાં. લગ્ન કર્યાને બે માસ થયા, ત્યાં ત્હારી નવી માતા ગુજરી ગઈ, અને ત્યાર પછી પંદર દિવસે ત્હારો વર ગુજરી ગયો. તું બે વરસની રાંડી ગામમાં રહેવું વ્યાજબી ન ધારી, હું અત્રે આવી વસ્યો

તને દુઃખ થાય એમ જાણી તને આ વાતથી અજ્ઞાત રાખી પણ વાત જણાવ્યા સિવાય છુટકો નથી. તેથી આ પત્ર લખી જાઉં છું. હું જીવતાં તું આ વાત જાણ અને તું કલ્પાંત કર તે દેખાવ હું મ્હારા નેત્રોથી જોઇ શકું ખરો ? પુત્રી આ દુષ્ટ પિતાએ તને દુઃખના સમુદ્રમાં ધકેલી દીધી છે. હવે તને આ ભવમાં સુખ મળશે નહિ. વધારે લખતો નથી.

લી. ત્હારો પાપી પિતા.

વલ્લભરામ. "

પત્ર વંચાઇ રહ્યો. કાષ્ટના પુતળાં જેવી કુસુમ થઇ ગઈ. હાથમાંથી પત્ર પડી ગયો. મુખ ઉપરથી નુર ઉડી ગયું, મોઢામાંથી અમી સૂકાઈ ગયું. આખી પૃથ્વી ફરતી હોય તેમ લાગી પોતે સ્વપ્નામાં છે કે જાગૃત તે કળી શકી નહિ. મુર્છા ખાઇ જમીનપર પડી ગઇ. એક ઓરડામાં પેલી વિધવા બાઇ સાફસુફ કરતી હતી, તે અવાજ સાંભળી આવી પુગી. મોઢાપર પાણી છાંટયું એક રજાઇપર સુવાડી દીધી તથા સારવાર કરવા લાગી. થોડી વારે ભાન આવ્યું. આટલા વખતમાં તો જાણે વરસોનો મંદવાડ ખાધો હોય તેવું શરીર થઇ ગયું. એકજ વિચારે તેનું હૃદય ફાટવા લાગ્યું. અને તે એ કે " શું હું વિધવા ! અરે દૈવ શું હું આખો અવતાર દુઃખો સહન કરવા માટેજ સરજાઇ છું ? અરેરે બે વરસની કન્યાના લગ્ન અને તેને તરતજ વિધાપો ! હવે મ્હારા માટે સુખની આશા ફોગટ છે. પિતાના મૃત્યુથી મ્હારા હૃદયને આઘાત થયો હતો. આ બનાવથી મ્હારા અને રમણિકના હૃદયને આઘાત થશે. અરે હું કેવી અભાગિની ! "

આમ વિચાર કરતી તે બેઠી છે. ત્યાં હરખાતો હરખાતો રમણિક આવી પહોંચ્યો. પોતે પરિક્ષા પાસ કર્યાના શુભ સમાચાર આપવા માટે અને એક હીરાની વીંટી પ્રેમ ચિન્હ તરીકે બક્ષિસ આપવા માટે તે અત્યંત આતુરતાથી આવી પુગ્યો હતો.

આવતાંજ તે કુસુમની અવ્યવસ્થિત સ્થિતી જોઇ આશ્ચર્ય પામ્યો અને પુછયું.

"કુસુમ તમારી આજે આવી સ્થિતી કેમ છે ?"

કુસુમે કાંઇપણ જવાબ નહિ આપતાં પેલો પત્ર તેને આપ્યો. રમણિક પત્ર વાંચવા લાગ્યો. પત્ર વાંચી લેતાંજ તેનાપર જાણે વિજળી પડી હોય તેવી દશા થઇ. હાથમાંથી પત્ર પડી ગયો. શરીર ધ્રુજવા લાગ્યું. જાણે હમણા પડી જશે તેમ લાગ્યું. નીચે બેસી ગયો. હૈયું ભરાઇ આવ્યું કાંઈ બોલી શકયો નહિ. કુસુમનાં નેત્રોમાંથી અશ્રુની ધારા ચાલી રહી હતી. અલ્પ સમય સુધી બંનેમાંથી કોઇ બોલી શકયું નહિ. એક બીજાના મુખ સ્હામું. જોવા લાગ્યાં. આખરે હૈયું મજબુત કરી રમણિક બોલ્યો—

"કુસુમ ! કુસુમ ! ! આ કેવો બનાવ શું તું વિધવા ?"

"હવે હું તમારે યોગ્ય રહી નથી. હું કુંવારી કન્યા નથી, પરંતુ વિધવા છું. આજ દિવસ સુધી હું મને કુંવારી માનતી હતી, પરંતુ હવે હું વિધવા છું. આજે મ્હારી જીંદગીમાં મહાન્ ફેરફાર થઇ ગયો છે. મ્હારે સર્વ શણગારનો ત્યાગ કરવો પડશે. જાણે આજેજ રાંડી જાણે મ્હારો પતિ તેર વરસથી પરદેશ ગયો હતો અને ત્યાંથી આજે તેના મરણના ખબર આવ્યા, બસ આજથી હું વિધવાનો ધર્મ પાળીશ. તમે કોઇ બીજી કન્યા સાથે લગ્ન કરો તમે સુખી થાવ અને હું તમને સુખી થયેલા જોઈ આનંદ પામીશ, મ્હારૂં નસીબ ફુટયું છે. મ્હારે માટે સુખ નથી. તમે લગ્ન કરો અને તે જોઇ મ્હારાં નેત્રો ઠરશે."

કુસુમ મહા મહેનતે આ શબ્દો બોલી.

"કુસુમ હવે આ રમણિક બીજી કન્યા સાથે લગ્ન કરી શકે તેમ નથી તે નકી માનજો. જો તમારી સાથે મ્હારાં લગ્ન નહિ થાય તો હું આખો જન્મારો કુંવારો રહીશ, મને માફ કરજો. બાકી એટલું તો ખરૂં કે આપણાં સ્નેહ લગ્ન તો થઇ

ભર્યાં છે. હવે હું બીજી સાથે કેવી રીતે લગ્ન કરી શકું? શું તમારાં લગ્ન શાસ્ત્ર પ્રમાણે ગણી શકાય? એ વર્ષની કન્યાનાં લગ્ન થઈ શકે ખરાં? અને જો તે કન્યા રાંડે તો શું તેનાં ફરીથી લગ્ન ન થઇ શકે? હું નથી ધારતો કે શાસ્ત્ર પણ આ બાબતની અંદર ના પાડી શકે નહિ. તમે અવિવાહિત છો, લગ્ન કરવાને સ્વતંત્ર છો."

"આ બાબતનો નિર્ણય હું આ વખતે કરી શકતી નથી. મ્હારૂં મન તદ્દન અસ્વસ્થ થઈ ગયું છે હાલ તુરત મને એકલાં રહેવા દ્યો"

રમણિકે આ સમયે કુસુમ સાથે વધારે વાર્તાલાપ કરવાનું વ્યાજબી ધાર્યું નહિ. તે ત્યાંથી તરત ચાલતો થયો.

જ્યારે કુસુમે લગ્ન કરવાની હા પાડી હતી, ત્યારે જતી વખતે આનંદ હતો. કુસુમનું ગૃહ સ્વર્ગ જેવું લાગતું હતું, જતી વખતે હૃદયમાં ઉત્સાહ માતો ન્હોતો; એક પછી એક આનંદના તરંગો મગજમાં આવતા હતા. પરંતુ આજે જતી વખતે ગાત્રો સિથિલ થઈ ગયાં, મોઢાંપરની લાલી ઉડી ગઇ. તેજ મકાન સ્મશાન જેવું દેખાવા લાગ્યું, આપવા ધારેલી હીરાની વીંટી વીંછી જેવી લાગી. ઘેરથી આવવા નીકળ્યો ત્યારે શું ધાર્યું હતું અને અહિં આવતાં શું થઈ ગયું!

---

## પ્રકરણ ૧૦ મું

ચિંતાતુર મનથી રમણિક ઘેર આવ્યો. શું કરવું તેના વિચારમાં પડી ગયો. પોતાના પુસ્તકાલયની અંદર ગયો. શાસ્ત્રના પુસ્તકમાંથી પ્રમાણ ગોતવાનો વિચાર કર્યો. પુસ્તકનું કબાટ ઉઘાડયું. 'વસિષ્ટસ્મૃતિ' નામનું પુસ્તક લીધું. પાના ફેરવતે એક શ્લોક વાંચવામાં આવ્યો કેઃ—

पाणि ग्राहे मृते बाला केवलं मन्त्र संस्कृता ।
साचे दक्षत योनिःस्यात् पुनः संस्कार मर्हति ॥

એટલે કે "વર મરી ગયો હોય અને બાળાને કેવળ મન્ત્ર સંસ્કાર થયો હોય છતાં પતિ સુખ ન ભોગવ્યું હોય તો તે પુનઃ સંસ્કારને યોગ્ય છે."

આ શ્લોક રમણિકે એક નોટબુકમાં ઉતારી લીધો અને "લઘુશાતા તપ" નામનું પુસ્તક લીધું તેમાંથી એક શ્લોક વાંચવા લાગ્યો.

उद्वाहिता चया कन्या न सम्प्राप्ताच मैथुनम ।
भर्तारं पुनरभ्येति यथा कन्या तथैवसा ॥
समुद्वृह्य तु कन्यां साचे दक्षत योनिका ।
कुल शीलवते यक्षात् इति शाता तपोऽब्रवीत ॥

એટલે કે કન્યાનો વિવાહ થયો હોય પણ પતિ સુખ ન ભોગવ્યું હોય તો પુનઃ ભર્તાને પ્રાપ્ત કરે. જો તે પતિ સુખથી તદ્દન વિમુખ રહી હોય તો તે કન્યાને કુલ શીલવાન વરને તે આપવી."

આ શ્લોક પણ તેણે ઉતારી લીધો. ત્યાર બાદ "નારદસ્મૃતિ" લીધી તેમાંથી એક શ્લોક કાઢયો.

"कन्याक्षत योनिर्या पाणि ग्रहण दूषिता ।
पुनर्भूः प्रथमा प्रोक्ता पुनः संस्कारे मर्हति ॥"

એટલે કે, જો પાણિગ્રહણ માત્રથી કન્યા દૂષિત હોય તો તે ફરીથી લગ્ન કરવાને યોગ્ય છે. પ્રથમ પુનર્ભૂ કહેવાય છે અને તે પુનઃ સંસ્કારને યોગ્ય છે."

આ શ્લોક પણ લખી લીધો અને "નિર્ણયસિન્ધુ" નામનું પુસ્તક લીધું અને એક શ્લોક કાઢયો.

उद्वाहितापि सा कन्या नचेत्प्राप्त मैथुनम् ।
पुनः संस्कार मर्हति यथा कन्या तथैवसा ॥

જો કન્યાનો વિવાહ થયેલ હોવા છતાં સંસાર સુખનો જરાએ ઉપભોગ કર્યો ન હોય તો તે કન્યાને ફરીથી સંસ્કાર કરવાની છુટ છે. કારણ તે કુંવારી કન્યા જેવીજ કન્યા છે.

પ્રમાણને માટે આટલા શ્લોક પુરતા છે એમ ધારી નોટબુક, ડગલાના ખીસામાં મુકી. આરામ ખુરશીપર બેઠો વિચારમાળા ચાલી "આ શાસ્ત્રના પ્રમાણોથી કુસુમ સમજશે ખરી–અરેરે શું આપણા સમાજની સ્થિતી બે વર્ષની કન્યાના લગ્ન અને બે વર્ષની કન્યાને વિધાપો !"

આમ વિચાર કરે છે ત્યાં સરિતા આવી પુગી. વિચારગ્રસ્ત હોવાથી તે સરિતાને જોઈ શકયો નહિ. અલ્પસમય સરિતા ત્યાં ઉભી રહી પછી બોલી.

"ભાઈ ચાલો શું વિચાર કરો છો? જમવાનો સમય થઈ ગયો છે. રસોઇ ઠરી જાય છે."

જાણે ભર નિદ્રામાંથી જાગૃત થયો હોય તેમ બેઠો થઇ ગયો અને "હા ચાલો બ્હેન" કહી જમવા ગયો. રમણિકની આ વિચિત્ર દશા માટે સરિતા તેને આજે કાંઈ પ્રશ્ન પૂછી શકી નહિ મુગી મુગી પાછળ ચાલવા લાગી.

* * * * *

મધ્યરાત્રિનો સમય છે. બધા લોક આખા દિવસના કામથી થાકી નિદ્રા દેવીને શરણે આવેલ છે ત્યારે અહિં રમણિકને નિદ્રા દેવી પોતાના ખોળામાં સ્થાન આપતી નથી. થોડીવાર આમતેમ લેટયો આખરે કમાડ ઉઘાડી ફીડલ કાઢી અગાસીમા ગયો ચાંદની રાત હતી. ચંદ્ર પુર બ્હારમાં પ્રકાશી રહ્યો હતો. ઝીણી ઝીણી પવનની લ્હેર આવતી હતી પાસેના બગીચામાં ખીલેલા ગુલાબ તથા બટમોગરો પોતાની સુવાસ પ્રસરાવી રહ્યા હતા.

રમણિક અગાસીની દિવાલપર બેઠો ફીડલપર સંગીત ગાવું શરૂ કર્યું. સંગીત સર્વ દુઃખને થોડા સમયને માટે તો ભુલાવી દેજ છે રમણિક પોતાનું દુઃખ આ સમયે ભુલી ગયો.

સંગીત પુરૂં થયું. ત્યાં કુસુમની કરૂણાજનક મુર્તિ આવી

તેની મ્હામે ઉભી રહી. ફીડલ હાથમાંથી પડી ગઇ. હા કુસુમ....... કુસુમ........ કહેતો પોતાના સુવાના ઓરડામાં ચાલ્યો ગયો. છેક પાછલે પ્હોરે નિદ્રા આવી.

---

## પ્રકરણ ૧૧ મું.

શાંત અને ગંભીર કુસુમ કાળો સાડલો પ્હેરી બેઠી છે. શરીરપર આભુષણ નથી, કપાળમાં ચાંડલો નથી, માથું ઓળેલું નથી. ફાટેલી રજાઇપર બેઠી પુસ્તક વાંચે છે. પુસ્તક વાંચવામાં ધ્યાન નથી. ભવિષ્યના વિચારે તેણીનું મગજ ભ્રમિત કરી નાખ્યું છે.

રમણિક આવી પહોંચ્યો. કુસુમને ધ્યાનપૂર્વક નિહાળી હૃદયમાં આઘાત થયો.

પ્હેલાં જ્યારે રમણિક આવતો ત્યારે કુસુમ અત્યંત શરમાઇ જતી. નીચું જોઇ જતી અને સ્મિત ભર્યા મુખડે મધુરો આવકાર આપતી. પરંતુ આજની કુસુમ એકદમ ગભીર જણાય છે. યૌવનાવસ્થાના મુગ્ધ ભાવો નષ્ટ થયા પ્રૌઢાવસ્થાનું ગાંભીર્ય દેખાવા લાગ્યું.

કુસુમે રમણિકને બેસવા માટે આસન આપ્યું.

"તમારી આ સ્થિતી જોઇ હું બળી મરૂં છું." રમણિકે આસનપર બેસતાં કહ્યું.

"જેવી ઇશ્વર ઇચ્છા, મનુષ્યનું ધાર્યું શું થાય છે?" કુસુમે ટુંકો જવાબ આપ્યો. નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી, અને રમણિક જોઇ તે પ્હેલાં કાળા સાડલાના છેડાથી અશ્રુ લુંછી નાખવાનો પ્રયત્ન કર્યો પરંતુ નિષ્ફળ ગઇ.

"મને ભૂલી જાવ રમણિક હું આપની પાસે પાલવ પાથરૂં છું કે મને ભૂલી જાવ. હું અભાગિનીના નસીબમાં સુખ નહિ લખ્યું હોય તેમાં તમો શું કરશો? આપે મ્હારા માટે ઘણું સહન કર્યું. ઘણું દુઃખ વેઠયું છતાં પણ મેં ક્રુર નારીએ આપને

દુઃખી કર્યા. પરંતુ હવે મ્હારે માટે આપ વધારે દુઃખી થાવ એમ હું ઇચ્છતી નથી. આજથી જાણો કે કુસુમ છેજ નહિ આપણે કોઇવાર મળ્યાંજ નથી તમે મને ભુલી જાવ હું તમને ભૂલી જવા પ્રયત્ન કરીશ. માટે જાઓ એ હવાલુ દેવ! જાઓ. કોઇ ભાગ્યશાળી કન્યા સાથે લગ્ન કરી સુખી થાવ, મ્હારી આશા સદાને માટે છોડે. એવી મ્હારી માંગણી છે.” કુસુમ ફાટતે હૃદયે બોલી. વધારે બોલી શકી નહિ. તેનુ હૈયું ભરાઇ આવ્યું. નેત્રમાંથી વહેતા અશ્રુ પ્રવાહને રોકી શકી નહિ.

“કુસુમ યાદ રાખો પરણીશ તો તમનેજ પરણીશ બીજી કન્યા સાથે આ જન્મારામાં તો લગ્ન નહિજ કરૂં. શાસ્ત્ર પણ તમને લગ્ન કરવામાં સંમતિ આપે છે.” કહી ઉતારેલા શ્લોકની નોટબુક, રમણિકે કુસુમના હસ્તમાં આપી

કુસુમ શ્લોક વાંચી ગઇ. પ્રમાણ સહ મે કાંઇ દલીલ ન્હોતી. પરંતુ જવાબ આપી શકી નહિ. ઉપરની આશાથી રમણિક અધિરો બની ગયો. આખરે બોલ્યો.

“કાંઈ ઉત્તર મળશે ?”

“મને વિચાર કરવા થોડો સમય આપો.” કુસુમ બોલી.

“વારૂ ત્યારે ખુબ વિચાર કરી જોજો હું પાછો કાલે આવીશ.” કહી રમણિક ચાલતો થયો કુસુમ ફરીથી ભવિસ્યનો વિચાર કરવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.

આખરે લગ્ન થયાં. રમણિક અને કુસુમના લગ્ન થઈ ગયાં.

કુસુમ વિધવા છે. એ વાત બ્હાર આવવાથી જ્ઞાતિમાં ખળભળાટ થઈ રહ્યો. પરંતુ બધાને બોલતા બંધ કરવાનું પ્રબળ શસ્ત્ર રમણિક પાસે તૈયાર હતું. તે શાસ્ત્રના પ્રમાણોથી તેણે બધાને બોલતા બંધ કર્યા.

* * * * *

રાત્રિનો સમય છે, એક સુવ્યવસ્થિત ખંડની અંદર એક યુવતિ સુંદર વસ્ત્રાભુષણો સજી બેઠી છે. ત્યાં એક યુવકે પ્રવેશ કર્યો. આ વખતે ઉપરોકત યુવતિ એક પુસ્તક વાંચવામાં ગુંથાયેલી હતી, તેથી પ્હેલો યુવક આવ્યો તેનું એ ભાન રહ્યું નહિ. પ્હેલા યુવકે પાછળ ઉભા રહી તેની આંખો પોતાના હસ્તથી બંધ કરી દીધી. યુવતિ ચમકી બૂમ પાડવા જાય છે, ત્યાં યુવકે હસ્ત લઈ લીધા અને હસી પડયો. યુવતિ સ્મિત અને રોષનું મિશ્રણ કરી બોલી.

"બચ્ચું આમ શું કરો છો? મ્હારો તો શ્વાસ ઉડી ગયો અને હાથ ન ઉપડયા હત તો એવી બૂમો પાડત કે ઘણા લોકો દોડી આવત."

"લોકો આવત તેને તમો શું કહેત?"

"એજ કે આ ચોરીથી મ્હારા રૂમમાં પેઠેલા ચોરને પકડો."

વાંચક! આ પ્રેમી દંપતી તે રમણિક અને કુસુમ છે.

કુસુમ પુષ્પની માળા બહુ સુન્દર ગુંથી શકતી હતી. આજે તેણે એક સુન્દર માળા ગુંથી છે તે લઇ રમણિકના કંઠમાં પ્હેરાવી.

"આ પુષ્પમાળા કોણે ગુંથેલી છે?" રમણિકે પ્રશ્ન કર્યો.

"જી આ દાસીએ" અત્યંત શરમથી કુસુમે જવાબ આપ્યો.

"હૃદયેશ્વરી તમો અમારી દાસી નહિ પણ દેવી છો માટે ફરીથી તમારે માટે 'દાસી' શબ્દ વાપરતાં નહિ." રમણિક બોલ્યો.

"મ્હારા ચન્દ્ર! તમારાં અમ્રતસમાં વચનો સાંભળી મારૂં હૃદય ઉભરાઇ જાય છે કુસુમ બોલી.

"અને આ "ચન્દ્રની ચન્દ્રિકા' ના મુખમાંથી સુધાની ધારા કયાં ઓછી વહે છે?" રમણિક બોલ્યો.

વાંચક! તેઓને પ્રેમની વાતો કરવા દઇ આપણે અહિંજ વિરમશું. અસ્તુ.

# સમાપ્ત.

